# નળાખ્યાન.

પ્રેમાનંદ કૃત્ય

(૧—૬૨૫ લીટી.)

(હાઈ સ્કૂલના પાંચમાં તથા છઠ્ઠા ધોરણના
વિદ્યાર્થિઓને સારૂ.)

મુંબઈ.
બામ્બે પ્રિન્ટીંગ પ્રેસ.
સને ૧૮૭૩

કીમત ચાર આના.

# નળાખ્યાન.

## કડવું ૧ લું. રાગ કેદારો.

શંભૂ-સુતનું ધ્યાનજ ધરૂં, સરસ્વતીને પ્રણામજ કરૂં;
આદરૂં, રૂડો નૈષધનાથ રે.

ઢાળ.

નૈષધરાયની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આર્ણ્યિકપર્વ મહિમાય.
રાજ્ય હારી ગયા પાંડવ, સ્વાતિક-વન મોઝાર;
એકલો અર્જુન ગયો કૈલાશે, આરાધ્યા ત્રિપુરાર.
પશપતાકા પશુપતિયે આપ્યું, પછિ ગયો સુરલોક;
આ[illegible]ી નહીં જરા, જ્યાં નહીં સંકટ ને શોક.
યુધિષ્ઠિર રાજા અતિ દુઃખ પામે, ઉપનો ઉરમાં ક્લેશ;
[illegible]એ પારથ નહિ આવ્યો, કીધો ક્યાંઇ પ્રવેશ.
[illegible] સમે એક તાપસ આવ્યો, વૃહદશ્વ એવું નામ;
પૂજા કરી ચરણે નમ્યા, તેને આપ્યો વસવા ઠામ.
વાત કરતા ત્યાં રહ્યા, કુંતિસુત ને રૂષિરાય;
રાતે રાતે વારા કરતા, પાંડવ ચાંપે પાય.
તેણે સમે યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચરણ;

તે સમે અર્જુન સાંભર્યોને, ભરાયું અંતઃકરણ.
ધર્મરાયને રૂષિ પૂછે, જળે ભિંજ્યા પગ મારા;
શું દુઃખછે સત્યવાદી રાજા, નેત્રે વહે જળધારા.
ધર્મ કહે સાંભળિયે સ્વામી, છુટી ગયો અર્જુન;
દુઃખ ઘણું સાલે રૂદયમાં, માટે કરૂંછું રૂદન. ૨૦
ભીમસેનનિ પાસે જોઉં, માગું દાતણ પાણી;
ખડખડતો જાય રીસચડાવી, મોટું વૃક્ષ આપે આણી.
પ્રાતસામગ્રી નિકુળ પાસે, કદાપી જો માગી;
પહોર દીવસ ચઢિ જાય, એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ બતાવું, તો મનમાં આણે રોષ; ૨૫
મધ્યાન્હે ઘરમાંથી નિસરે, જોતો જોતો જોષ.
દક્ષિણ દિશાયે જોગણી છે, હું જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાયે પરવરૂં તો, ચંદ્રમાનું ઘર સામું.
એવી રીતી ત્રણે ભાઇની, મેં તો નવ રહેવાય;
દ્રૂપદીને મોકલું તો, હરણ કરિ કો જાય. ૩૦
વણ માગ્યે વેળાયે આપે, જે જોઇયે તે આણી
ફળ જળ લેઇ મુખ આગળ મુકે, તે તો ગાંડીવપાણી
તેના ગુણ મને નથી વીસરતા, રહ્યો છું રૂદયે રાખી
સુખ સંતોષ વિના છું સૂનો, હું તો પારથ પાખી.
નિશ્વાસ મૂકી ધર્મ પૂછે, કહોને વૃહદશ્વ રૂખી; ૩૫
વન વિષે વીજોગ પડિયો; હું સરખો કોઇ દુખી.
રાજ્યાસન ધન ભવન રિધ સિધ, સર્વે બેઠા હારી;
એવું કોઇને થયું હશે જે, બીડા પહોચ્યાં ભારી.

વૃહદશ્વ વળતા બોલિયા, તમે શે આણો વેરાગ;
નળરાજા દુખ પામિયો, નથિ તેનો સોમો ભાગ.
રૂપ બળ ધન રાજ્ય જોતાં, ન મળે તેહ સમાન;
અનેક દુખ તેના જેવું કોણ, ભોગવશે રાજાન.
ભિમક-કુમારી નળની નારી, શું કહું રૂપ વખાણી,
તે રાણીને વનમાં છાંડી, જ્યાં નહિ અન્ન ફળ પાણી.
દાસી રૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળ-ગાત્ર;
તેના દુખ આગળ જુધિષ્ઠિર, તમારૂં દુખ કોણ માત્ર.
કર જોડીને ધર્મ પૂછે, કહો મને રૂષિરાય;
નળ દુખ પામ્યો અતિ ઘણું, તે શું કારણ કહેવાય.
કોણ દેશનો રાજા કહાવે, ક્યમ પરણ્યો દમયંતી;
તે નારીને નળે કેમ છાંડી, કાં મૂકી ભમયંતી.
ઉત્પત્તિ કહો નળ દમયંતીની, અથ ઇતીની કથાય;
દુખિયાનું દુખ સાંભળતામાં, ભાગે મનનિ વ્યથાય.

ઉથલો.

વ્યથા ભાગે મનતણી, નળ દમયંતીનું ધ્યાન;
વપ્ર પ્રેમાનંદ વદે, રાય નળતણું આખ્યાન રે.

કડવું ૨ જું. રાગ ગોડીનીદેશી.

વૃહદશ્વ વાણી ઉચરે, રાય યુધિષ્ઠિર શ્રવણે ધરે;
નૈષદ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભુપાળ.
તેને સુરસેન બાંધવજાન, તે બન્નેને એકેકો તન;
રૂપે રૂડા જેવા કામ, નળ પુષ્કર બેઉનાં નામ.
નળને આપ્યું રાજ્યાસન, પિતા કાકો બેઉ ગયા વન;
રાજ્ય ચલાવે નળ મહામતી, પુષ્કર કીધો સેનાપતી.

દેશે દેશ જીત્યા કરિ ખ્યાત, શત્રુ માત્ર પમાડયા શાંત;
ભૂપતિ સરવે નળને ભજે, નળ પુષ્કરે કીધો દિગવિજે.
પ્રજા સુખે ઉઘાડે બાર, નકરે ચોરી ચોર ચખાર;
સત્યે યમને કીધો સાધ્ય, પુરમાં કોને ન વ્યાપે વ્યાધ્ય.
કનકે ભરિયા બહુ કોઠાર, જેવું ધન તેવો દાતાર; ૬૫
જાચકનાં દરિદ્ર કાપિયાં, નળે મુખ માગ્યાં આપિયાં.
ભિક્ષુક કહે ભલું નળનું રાજ્ય, દરિદ્ર ગયાં ઓશાઈ દાઝ;
કીર્તિ થઈ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજના પસરે કીર્ણ.
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાંધું ગામ;
ઘેર ઘેર થાયે હરિ કીર્તન, એકાદશી વ્રત કરે હરિજન. ૭૦
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ;
નળે લીધો એવો નેમ, માગ્યાં દાન આપે કરિ પ્રેમ.
કોય આવે મસ્તક માગનાર, તે આપતાં ન લગાડે વાર;
ઉત્તર પૂરવ દક્ષિણ દેશ, નળ રાજાનો વાધ્યો જશ.
ત્યારે પુષ્કરને થઇ અદેખાઇ, મુજથકી વાધ્યો પિત્રાઇ; ૭૫
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એમ જાણી આણ્યો વૈરાગ, વનમાં ગયો ઘર કીધું ત્યાગ;
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારૂણ વનમાં પોતે પળ્યો.
જઈ સેવ્યું પર્વતનું શૃંગ, તળે વહેછે નિર્મળ ગંગ;
શલ્યાનું કીધું સિંહાસન, પત્રનું છત્ર ધરે રાજંન. ૮૦
ગાનસિ રાજ્ય માડ્યું વનતણું, કોકિલા ગાન કરેછે ઘણું;
અશ્વત્થ અશ્વ મારે આંગણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે.
શુંડ હસ્તી પૃથવી પરસંગ, એ રાજ્ય મારું નવ થાયે ભંગ;

કો લુટવા નવ આવી ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણિપેરે માંડયું રાજ્યાસન, અચાજ્ઞતે વશ કીધું મન;
વૃહદશ્વ કહે કથા એટલે રહી, નળરાજા શું કરતો તહીં.
જ્યારે પુષ્કર ઉઠી વનમાં ગયો, ભાઇ વિના ભૂપ એકલો થયો;
નિષ્કંટક રાજ્ય એકલો કરે, ધર્મ આણ નળરાયની ક્રે.
માગાં મોકલે દેશદેશના ભૂપ, નળ જોવરાવે કન્યાનું રૂપ;
શરીર કુળમાં કાઢે ખોડ, કહે નળ મુજ સરખી નહિ જોડ.
બત્રિશ લક્ષણ હોય સંપૂર્ણ, તે કન્યાનું કરૂં પાણી ગ્રહણ;
એમ કરતાં ગયા બહુ દન, એવે આવ્યા નારદ મુનિજન.

### વળણ.

નારદમુની પધારિયા, શુણ યુધિષ્ઠિર ભૂપાળ;
વીણાપાણિયે નળતણું, કેમ કીધું વેવિશાળરે.

### કડવું ૩ જું. રાગ રામગ્રીની દેશી.

એણિ પેરે બોલ્યા વૃહદશ્વ વાણીજી, નળ ઘેર આવ્યા વીણા-
પાણીજી;
વીરસેન-સુતે દીધું માનજી, અર્ઘ પાદ્યે પૂજ્યા મુની ભગવાનજી.

### ઢાળ.

પૂજ્યા નારદ આદર આણી, મનમાં આણી પ્રેમ;
અન્યો અન્યે એ સમે, પૂછ્યું કુશળ ક્ષેમ.
રાજ્ય સુનુ દેખી નળનું, નારદજી વળી પૂછે;
પટરાણી દિસતાં નથી તે, કહો ને કારણ શું છે.
આસન બેસવું નારિ વિણ, તેનો મોટો દોષ;
પ્રતિઉત્તર વિચારિ બોલ્યા, આણિ મનમાં શોષ.

નળ કહે તમે પ્રજાપતીના, પુત્ર વીણાધારી;
જાણતા હશો જે બ્રહ્માજીએ, કહિં નિર્મિ મારે નારી.
સપ્તદ્વીપ નવખંડમાં, છે કન્યા કોટી કોટ; ૧૦૫
હું વરૂં એવી નવ મળે, છે કન્યાની ખોટ.
જહાં કૂળ ત્યાં રૂપ નહિ, રૂપ તહાં નહિ ચાલ્ય;
બત્રિશ લક્ષણ પૂરણ હોયતો, હું વરૂં તતકાળ.
દેવરૂષી એમ ઉચરે જે, એમ ન કીજે ભૂપ;
તારા સરખું નવ મળે, શામાતણું સ્વરૂપ. ૧૧૦
એક કન્યા અલોકિક છે, વેદ જેને વરણે;
તે ઇંદ્રને ઇછે નહી તો, તુજને ક્યાંથી પરણે.
નળ કહે હે મહા મુની, તે કન્યાનું કોણ નામ;
કોણ રાયની દીકરી ને, કોણ તેનું ગામ.
નારદ કહે સકળ દેશમધ્યે, ઉત્તમ વિદર્ભદેશ; ૧૧૫
ત્યાંનું રૂડું રાજ્ય કરેછે, ભીમક નામ નરેશ.
તેને ત્યાં એક તારૂણી, વજરાવતી નિદાન;
પુણ્ય દાન ઘણાં કર્યાં પણ, પેટ નહિ સંતાન.
એવે સમે એક દમન નામે, આવિયો તાપસ;
પુજા કીધી તેહની, ને જમાડયા ખટરસ. ૧૨૦
ઘણા દહાડાની ગઈ ક્ષુધા, ને પામિયો સંતોષ;
ત્રિકાળ-જ્ઞાનિયે જાણિયો, રાણીને વંઝા-દોષ.
તે પૂછિને કીધું ખરૂં, નિશ્ચે નહી સંતાન;
કરૂણા કરીને આપિયું, ત્યાં રાણીને વરદાન.
ત્રણ કુવર ને એક પુત્રી, હશે રૂપ-ઉદાસ; ૧૨૫
એધાણ રાખે એટલું, જે મારે નામે નામ.

એવું કહિને રૂષીજી વળિ, પામ્યા અંતરધ્યાન;
કેટલેક દિવસે આવિયાં, તે રાણીને સંતાન.
દમન દંતુ દુરદ દમયંતી, નામ તેહનાં ધરિયાં;
હરખ પામ્યો ભૂપતી ને, બાળક ચાર ઉછરિયાં. ૧૩૦
દમયંતી જે દીકરી, મુખ વરણવી નવ જાય;
અંગતણી તો ઉપમા નળ, કશીયે નવ અપાય.

વળણ.

ઉપમા કશી અપાય નહિ, એમ બોલ્યા વેણાધારી;
નળ કહે નારદને તેનું, રૂપ કહો વિસ્તારી રે.

## કડવું ૪ થું. રાગ રામગ્રી.

નારદનાં વચન શુણી, બોલ્યો નૈષદનો ધણી; ૧૩૫
ભીમકતણી, કુવરી, કહો કેવી છે રૂડી.

ઢાળ.

રૂડી કેવી દમયંતી છે, કહો તેનુ વખાણ;
કહે નારદ તમે સાંભળો, વિરસેન-સૂત સુજાણ.
ગૂણ ચાલ્ય ને ચાતુરી, અદ્દભુત સુંદર વેષ;
તેને હું શું વરણવું, વરણવી ન શકે શેષ. ૧૪૦
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂંછું વરણન;
જેયમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.
દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક-સુતાનુ વદન સુધાકર, દેખીને શોભાય; ૧૪૫
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય;

સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડ્યું, દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઈ શેષ વાધ્યું, ઘડતાં એરો પડિયો;
બ્રહ્માયે એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.
નળ કહે નારદને, એ વખાણ ભાવ ન પહોતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો.
નારદ કહે બ્રહ્માજીયે, સઉ પેહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વિમાં અવતારિ નહિ, ભરથાર એવા પાખી.
વિરંચિયે વૈદર્ભે નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહિયાં અવતરી, તો નિર્મી હશે કો સ્વામી.
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પેહેલી ચતુરાં, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભ્રૂકુટી દેખિને, જળ કમળ કીધાં ઘર.
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયા, ધારી શક્યા નહિ ધીર.
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામનીનો કંઠ સાંભળિ, કોકિલા થઈ કાળી.
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુમારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટ્યું, કપોત સંતાડે મહોને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજરકૂળ;
તે હીંડતા ચાલતા હાથી, માથે ઘાલે ધૂળ.

હસ્ત-કમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
દમયંતીનું ઉદર દેખી, સુકાયું સરોવર.

વળણ.

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકવંઆ.

કડવું ૫ મું. રાગ સામેરી.

દમયંતી એ દોષ રહીતા, તેના ગુણની ગાઉં ગીતા; ૧૭૫
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારૂણીની તોલે;
દમયંતી દોષ રહીતા, તેના ગુણની ગાઉ ગીતા; ટેક.
જોઇ ભિમક-સુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પગુ થઇ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી; દમયંતી.
રામા અંગની રોમાવળી, વનસ્પતિ દવે મરે એ બળી; ૧૮૦
તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી; દમયંતી.
પગ પાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો; દમયંતી.
વરણથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો;
એવું રૂપ બ્રહ્માએ સજિયું, બીજું કોઇ નથી નીપજિયું;
દમયંતી. ૧૮૫
હવે સણગાર વખાણું સોળ, અંજન ચીર હાર તંબોળ;
ઉડે સુગંધના કલ્લોળ, અંગે અરગજાના રોળ; દમયંતી.
શીસફૂલ રત્ન રાખડી, શોભે ભમરમાં ચૂની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી, કટિમેખળાશું પડે વઢી;
દમયંતી.

ગળુંબંધ કંઠે નવરંગ, મુગતા-હાર છે બે સંગ;
શકે ગિરી કરીને ભંગ, રતન મધ્યે વહેછે ગંગ; દમયંતી.
વાયે ઓઢણી રહિછે ઉડી, ખળકે કંકણ ને કર ચૂડી;
રૂપે રતિતો સંભ્રમે બૂડી, એવી કોઈ મળે નહિ રૂડી; દમયંતી.
વાજે નેપુરકેરો ઝણકો, અંગુઠે અણવટનો ઠણકો;
અંગુળિયે વીછવાનો રણકો, બોલે મધુર ઝાંઝરિનો ઝણકો;
દમયંતી.

જેણે દમયંતી નવ જોઇ, તેણે ઊમર એળે ખોઇ;
જાણે કાયા કનકની લોઇ, એવિ બીજી ન જગમાં કોઇ.
દમયંતી.

જેમ નદીમાં ભાગીરથી, તેમ શામામાં સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી;
દમયંતી.

ઇંદ્રાદિક પરણવા ફરે, મહેલા મનમાં નવ ધરે;
અશ્વનીકુમાર આગળ પળે, તે ન આવે આંખ્યજ તળે;
દમયંતી.

જ્યારથી એ પૂતળું અવતરિયું, નારી માત્રનુ માન ઉતરિયું;
દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું;
દમયંતી.

જોગી થઇ તજ્યું હશે સર્વસ્ત, તીર્થ નાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હીમાળે અસ્ત, તે ગ્રહશે દમયંતીનો હસ્ત;
દમયંતી.

વખાણ સાંભળિને સબળ, રૂચિર અટવાયું પળ પળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ.
દમયંતી.

નારદ કહે મારૂં કહેણુ ન લાગે, હું નવ જાણું તારે માગે;
મને મોહનાં બાણુજ વાગે, બ્રહ્મચર્ય વ્રત મારૂં ભાગે; દમયંતી.
એવું કહી પામ્યા અંતરધ્યાન, મોહ પામ્યો નળ રાજાન;૨૧૦
લાગ્યું દમયંતીનું ધ્યાન,કામજ્વર થયો વન્હિ સમાન. દમયંતી.
વૈદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઇયે ન શામવે, મંત્રી કહે શું થાશે હવે.

વળણ.

હવે શું થાશે કહે મંત્રી, વિચારેછે મન રે;
નીલાંવસ્ત્ર પહેરી અશ્વે બેશી, નળરાય ચાલ્યો વન રે. ૨૧૫

કડવું ૬ ઠું. રાગ વસંત.

અનંગ અનળ તે નળને પ્રગટ્યો, વન ગયો વન્હિ સમાવા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થાવા. અનંગ. ટેક.
નીલાં વસ્ત્ર ને નીલો વાગો, મૃગયાનો સણગાર;
અઘોર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર; અનંગ.
સુભટ સાથે કોય મળે નહિ, એકલો ન પડે ગમ્ય; ૨૨૦
હયથકો હેઠો ઉતરીને, વન જોવા લાગ્યો રમ્ય; અનંગ.
વૃક્ષ વારૂ ચારોળીનાં, ચંદન ચંપા અનંક;
નાનાવિધના પુષ્પને ભારે, વળિ રહ્યાંછે વંક; અનંગ.
મોગરો મરડાઇ રહ્યો ને, મગી મ્પરણી ને મરેઠી;
આંબલિ આવળ ને અગસ્તિયા એખરા ને અરીઠી; અનંગ. ૨૨૫

કદળી થંભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેલડી;
લવિંગ લતા ને લિંબુ લલિત વળી, વિરાજે વૃક્ષ વેલડી;
અનંગ.
નાળીકેરી નારંગી નૌતમ, નીચાં નમ્યાં બહુ નેત્ર;
કોરૂળિ કાળસિ સુંદર દીસે, ખજુર ખારેકનાં ક્ષેત્ર; અનંગ.
પીપળા પીપળિ વડ ને ગુલર, દાડમડી ને પાલાશ; ૨૩૦
અશ્વથિ ઉતરી નળરાજાયે, વન નિરખ્યું ચોપાસ; અનંગ.
જળ ફળ સબળ દેખી નળ હરખ્યો, ઉત્તમ આંબાસાખ;
બાબચિ બિજોરિને બિનિકબાલા, ઝૂલે ઝુમખા દ્રાખ;
અનંગ.
સુંદર કુમુદનિ સરોવરમાંહે, વાયુ પ્રહારે, નમંતી;
દેખી અનળ તે બમણો વ્યાપ્યો, સાંભરી દમયંતી;
અનંગ. ૨૩૫
શીતળ વાયૂ વન્હી સરખો, લાગે રાયને તન;
નાગ વૃક્ષ કે કદળીનાં તેને, દેતો આલિંગન; અનંગ.
રંભન ચુંબન કરે કેળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઈ, મોટો મેગળ ત્રાડે; અનંગ.
એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવરણનાં છે અંગ; ૨૪૦
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો અનંગ; અનંગ.
નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દિશ અનુક્રમી;
આવિ કનકની જાત પંખીની, બ્રહ્માયે ક્યારે નિરમી;
એકે હાથ પડે એમાંથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુખ-દહાડા ખોઇ નાંખું;
અનંગ. ૨૪૫

શર પ્રહાર કરૂં જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન; અનંગ.
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથિવી માંય;
વૃક્ષતણે થઇ નીદ્રા કરીને, ઉભો છે એક પાય; અનંગ.
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો; ૨૫૦
અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસ રૂંધન કરિયો; અનંગ.
ક્રમ થઇ પુંઠે નળ ભઇ આવ્યો, ધીરો આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુ લાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો; અનંગ.

### વળણ.

ઝાલ્યો પંખી ઝબકી ઉઠ્યો, કિધો નળને ચંચ પ્રહાર;
પછે પોતાની વાણિયે કરીને, કરવા લાગ્યો પોકાર રે. ૨૫૫

### કડવું ૭ મું. રાગ મારૂ.

પછે હંસે માંડ્યો વિલાપ, પાપી માણુસ રે;
શું પ્રગટ્યું મારૂં પાપ, પાપી માણુસ રે.
એ કાળા માથાનો ધણી, પાપી માણુસ રે;
તેને નિર્દયતા હોય ઘણી, પાપી માણુસ રે.
એતો જીવને હણે તતખેવ, પાપી માણુસ રે; ૨૬૦
હવે હું મુઓ અવશ્યમેવ, પાપી માણુસ રે.
ટુંપી નાંખશે મારી પંખાય, પાપી માણુસ રે;
મને શેકશે આગ્નીમાંય, પાપી માણુસ રે.
કોણ મૂકાવે કરિ પક્ષ, પાપી માણસ રે;
મારે મરવું ને એને ભક્ષ, પાપી માણુસ રે. ૨૬૫
કાંઈ મુજ સરખું જે રતન, પાપી માણુસ રે;

તેતો એળે થાશે નિધન, પાપી માણસ રે.
ટળવળિ મરશે મારિ નાર, પાપી માણસ રે;
તે જીવશે કોને આધાર, પાપી માણસ રે.
અહ્યો નારિયે દીઠો નાથ, પાપી માણસ રે;
ધાયો સર્વે સ્ત્રીનો સાથ, પાપી માણસ રે.
નળ ઉપર ભમે સ્ત્રી-વૃંદ, પાપી માણસ રે;
અતિ કરવા લાગી આક્રંદ, પાપી માણસ રે.
હંસણીયે દીધો શાપ, પાપી માણસ રે;
તારી સ્ત્રી આમ કરજે વિલાપ, પાપી માણસ રે.
હંસ નારીને કહે વચન, પંખિણિ સાંભળો રે;
તમે જાઓ સ્વર્ગભુવન, અહિથિ પાછાં વળો રે.
જે કાંઈ લખ્યું હશે બ્રહ્માય, પંખિણિ સાંભળો રે
તે અક્ષર નવ ધોવાય, અહિથિ પાછાં વળો રે.
કેમ છુટિયે કર્મના બંધ, પંખિણિ સાંભળો રે;
આપણે એટલો હશે સંબંધ, અહિથિ પાછાં વળો રે.
જયારે આણુચરતું દિધું અમે, પંખિણિ સાંભળો રે;
મને વારી રાખ્યો નહિ તમે, અહિથિ પાછાં વળો રે.
આપણે વસવું વૃક્ષે વ્યોમ, પંખિણિ સાંભળો રે;
મેં નીદ્રા કીધી ભોમ, અહિથિ પાછાં વળો રે.
જે કોઈ થાશે સ્થાનકભ્રષ્ટ, પંખિણિ સાંભળો રે;
મારી પેઠે પામશે કષ્ટ, અહિથિ પાછાં વળો રે.
સઉને દેઉછું શીખામણ, પંખિણિ સાંભળો રે;
તમે ધરણિ ન મુકશો ચરણ, અહિથિ પાછાં વળો રે.

એમ કહેતો સ્ત્રિને ભરથાર, પંખિણિ સાંભળો રે;
દેખિ નળે કિધો વિચાર, અહિથિ પાછાં વળો રે.
પંખિ સહુ પામેછે રોષ, પંખિણિ સાંભળો રે;
એમાં હું ને દેછે સહુ દોષ, અહિથી પાછાં વળો રે.
તમે હંસ ધરો વિશ્વાસ, પંખિણિ સાંભળો રે;
હું તો નહિ કરવાનો નાશ, અહિથિ પાછાં વળો રે.

વલણ.

નહિ કરવાનો નાશ હું, એવી વાણી નળે કહી;
વચન શુણી નળનાં પંખિ, હંસને વાચા થઇ.

કડવું ૮ મું. રાગ મારૂ.

મનુષ્યની પેરે પંખિ બોલ્યો, મને મૂકી દ્યો એકવાર;
પ્રાણદાન આપે મુજને તો, કાંઇ કરિશ ઉપકાર.
મૂકય મને સહુ રૂદન કરેછે, આ મારી સુંદરી;
આસના વાસના કરૂં એમની, આવિશ તુજકને ફરી.
વચન શુણીને વિસ્મય પામ્યો, અસ્યા નહીં હું મૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગિ નહિ મૂકું.
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માના વાહન.
આકાશ અવની એક થાય તોય, મિથ્યા નબોલું વચન;
નળ કહે હું વિરસેન-સુત છું, નૈષધ મારૂં ગામ;
દેશપતી ક્ષત્રી હું કેવળ, નળરાજા એવું નામ.
હુંથી કાંઇ વિઘ્ન નહિ થાયે, પ્રાણનિ પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તારૂં બોલ્યું રઢિયાળું.
ખટપટ શાલ્ય તું મરણની, રખે આણતો મન શોક;
એવું જાણીને રહો અગ પાશે, જવાની આશા ફોક.

પક્ષી કહે પુણ્યશ્લોકજી, મારી માતા રોષ ધરશે;
હું એકલો છું તેહને, તે કોને જોઈને ઠરશે.
એક સહસ્ર રૂએછે નારી, ત્રણ્યછે પટરાણી;
તતક્ષણ તજશે પ્રાણ તે સહુ, મારૂં બંધન જાણી.
વાંઝી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યોછે, તેનું મુખ નથિ જોયું;
અરે નળરાજા હું રાંકનું, તેં સુતનું સુખડું ખોયું.
આપણ બન્યો મીત્ર થવા, તેના સૂર્ય દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું, જો, નવ પાળું વાચા ભાખી.
ગુરૂદ્રોહી ને મિત્રદ્રોહી, તેનું પાતક મુજને;
જો નારીને મળિ આવીને, શિર ન નમાવું તુજને.
ત્રાહ ત્રાહ કરિને નળ બોલ્યો, હું મૂકુંછું નિરધાર;
તું જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર.
પ્રતિજ્ઞા માટે મૂકુંછું, મળવા તારી નાર;
નહિ આવે તો કટક ચડાવિશ, કઢાવું નાળ્ય બહાર.
એવું કહીને પંખી મૂકયો, તે ઉડી ગયો આકાશ;
રૂદન ન કરશો એમ કહેતો, આવ્યો પ્રેમદા પાસ.
સમાચાર કહ્યો શામાને, સમજાવી સર્વ સુંદરી;
સંતોષી નારીને આવ્યો, નળકને પાછો ફરી.
જેમ કો અંધ આનંદ પામે, ફરિ આવે લોચન;
તેમ રાયનું હંસ દેખીને, હરખ્યું અતિશે મન.
ભૂપ કહે આ કાળ વિષે, તું પંખી બહુ સત્યવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની, તને વાલા હશે ભગવંત.
હંસ કહે હો ભુપતી, સાંભળો મારા મિત્ર;
બોલ્યું વાક્ય ન પાળિયે, કાગ કરતાં શો અંત્ર.

### ઢાળ.

અંતર શો અમો ફાગ કરતાં, જુઓ અમારી ફેર;
પછે હંસ સાથે અશ્વે બેશી, નળરાય આવ્યા ઘેર રે.

### કડવુ ૯ મું. રાગ દેશાખ.

નળરાય મંદિર આવીયા, શુભ હંસ સાથે લાવીયા;
સેના સગળી સામી જાય, દેખિ હંસને વિસ્મય થાય.
એણિ પેરે પુછે પ્રધાન, આ વસ્તુ કયાં પામ્યા રાજાન;
નળ કહે સરોવર ગાન, ત્યાંથિ મુજને આપ્યો ભગવાન.
એતો મારો થયોછે વીર, એવું કહિ આવ્યો મંદીર;
કિધું કનકતણું પિંજર, હંસને રહેવાનું ઘર.
એકઠા બેશિ બન્યો જમે, દ્યૂત ક્રીડા તે રસિયા રમે;
અન્યો અન્ય કાઢીલે તંબોળ, મુખે વાણિ બોલે કલ્લોળ.
હંસ વીના ન ચાલે ઘડી, પ્રેમ રેણશું પ્રીતડિ જડી;
અશોકવાડીગાં એકવાર, બેઠા બન્યો ગુણ-ભંડાર.
હંસે વાત વિરહની કરી, નળને દમયંતી સાંભરી;
ડુમો ભીંજ્યો અકસ્માત, નેણે કીધો આંસૂ-પાત.
હંસ પૂછે હો મારા વીર, તારે લોચન કાં વહે નીર;
નળ કહે શું પૂછે મને, એટલિ સૂજ શું નહિ હોય તને.
પરણ્યા કુંવારા ન જાણ્યા અમો, ઘરમાં ભાભી દીઠી તમો;
હંસ બોલ્યો કરને ઘરી, મેં જાણ્યું ભાભિ પીયર વસી.
કુંવારા નવ જાણું માટ, શું પૃથિવિમાં કન્યાનો ડાટ;
પોતાના પાંખે લોહ્યું જળ, હંસે રોતો રાખ્યો નળ.
મરકલડું કરી મહિપતી, મિત્ર શું બોલ્યો વીનતી;
જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વિસરી ગયા.

તેં કહ્યું મુજે એકવાર, હું કાંઈક કરિશ ઉપકાર;
એ બોલ ક્યારે પાળશો, મારૂં દુઃખ ક્યારે ટાળશો.
વળતો હંસ કહે મહારાજ, હું સરખું કાંઈ સોંપો કાજ; ૩૬૨
મહા કઠણ જે કારજ હશે, તે હું સેવકથી સહુ થશે.
નળ કહે તમો કરો સર્વથી, મારિ ઉજભ ઉપડતી નથી;
કપરૂં કામ મેં કેમ દેવાય, કદાપી થાય કે નવ થાય.
નથાય તો નવ પામશો ખેદ, લાજશો નહિ ઘેર આવજો વેગ;
હંસ કહે અમથો નહિ વળું, હું રિસાવાનું નહિ પૂતળું. ૩૬૫
ચૌદ લોકમાં ગયાની ગત્ય, તારૂં કારજ થાશે સત્ય;
નળ કહે હો પંખીજન, કાયા સોનાની ચાંચ રતન.
એવી તમારી દીસે કાય, ક્યાંથી જર પામ્યા તમે ભાય;
હંસ કહે સાંભળિએ નળ, સરોવરમાં સોનાનાં કમળ.
અમારે ભોજન કરવું તેહ, જેવું જમિએ તેવી દેહ; ૩૭૦
પાળ પગથિયે જડયાં રતન, ત્યાં ચાંચ ઘસું પંખિજન.
તેની વળગી જે રેખાય, માટે રત્ન જડિત ચંચાય;
હવે ન પૂછશો આડિવાત, કામ શું છે કહોને ભ્રાત.
નળ કહે વિદર્ભો દેશ, કુંદનપુર ભિમક નરેશ.
તેને દમયંતિ દીકરી, કારણ રૂપે તે અવતરી. ૩૭૫

વળણ.

અવતરી તે કારણ રૂપે, વણ દીઠે મોહ થયો મને;
તે નારિનો વીવા મેળવો, હું માગુંછું તમ કને.

## કડવું ૧૦ મું. રાગ રામગ્રી.

હસી બોલ્યો વિહંગમ વાણીજી, એ શું માગ્યું ભાર ભાડુ આણીજી.

ઢાળ.

માગિ માગિ ને શું રે માગ્યું, દમયંતી એક નારી;
દેવ-કન્યા આણિ આપું તો, કરાણુ ભિમક કુમારી. ૩૮૦
વિદ્યાધરી ને ગાંધ્રવી; તે હોય રૂપ-નિધાન;
તે નારીના રૂપ આગળ, દમયંતિ મુકે માન.
કોટિ મુગધા પરણાવું, પદમની ગોરવ ગાત્ર;
તેનિ કાંતિ આગળ દીશે, દમયંતિ દાસી માત્ર.
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ; ૩૮૫
ત્યાં પેશી નાગકન્યા કહે તો, આણી આપું ભૂપાળ.
નળ કહે હું સકળ કન્યા, પામ્યો પંખીરાય;
કોટિ કારજ તેં કર્યાં, નેળવ વૈદર્ભિ વિવાય.
એક માસનો વાયદો કરિ, ઉડયો હંસ સુજાણ;
નળ કહે મને ત્રીશ દહાડા, •ત્રીશ જુગ પરમાણ. ૩૯૦
આઠ દિવસની અવધ્ય કરીને, કહેતો ગયો ગુણવાન;
પીડી ચોળાને નળરાજા તમે, તતપર કરજો જાન.
ભૂપ કહે આ પ્રાણ તે, હંસ નામે કહેવાય;
હું તો તું વિના એવો સૂનો, જેમ પ્રાણ વોણી કાય.
એવું જાણી વિલંબ જો કરો, રખે પડૂનો સ્નેહ; ૩૯૫
અવધ્ય ટળતાં આવ્યા વિના તો, પડશે મારો દેહ.
વિશ્વાસ આપી વીરને, પછે પરવર્યો ખગેશ;
થોડે દહાડે આવિયો, વૈદર્ભ કેરે દેશ.
ભિમકરાયના ઘરનિ વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડીમાં હંસે આવી, લીધું નળનું નામ. ૪૦૦
ચંદ્રમાં તે માથે આવ્યો, જે પુન્યમ મધ્યજામની;

સખી સાથે ધૂત રમતી, છે દમયંતી ભામની.
તેણે સમે હંસે આવી, વખાણ્યો નળ રાજાન;
શબ્દ સુંદર સાંભળી, શામાએ ધરિયો કાન.
હરિ વદનીએ હંસ જોયો, બેઠો ચંપક-છોડ; ૪૦૫
આ શું સોનાનું સાવજડું, થયો ઝાલવાનો કોડ.
શોભતું ને બોલતું, નળનું કરે વખાણ;
એ પંખિ કર ચડે નહીં તો, તજું મારા પ્રાણ.
અબળા તે હેઠી ઉતરી, કાઢયાં ઝાંઝર અંતરિયાળ;
હંસે દીઠી કામની ત્યારે, બેઠો નીચી ડાળ. ૪૧૦
આડી અવળી દોડે અબળા, ઝાલવાને ઉપાય;
હાથમાંથી હંસ નાસે, ચપળ નવ ઝલાય.
પંખિ કહેરે પ્રેમદા, અમો કમળના રહેનાર;
મને નળ વિણ કોઇ ન ઝાલે, તું કોણ ઝાલણહાર.

વળણ.

તું કોણ ઝાલણહાર મૂરખ, તને ક્યાંથિ નળની સુધ્ય; ૪૧૫
વચન શુણીને વિનતાયે કરિ, ઝાલવાની બુધ્ય રે.

## કડવું ૧૧ મું. રાગ મારૂ.

ચતુર ભીમકની કુંમારી, તેણે અકળિત વાત વિચારી;
નથિ હંસ દેતો મને સાવા, પણ નહિ દેઉં એને જાવા.
પંખી ધારે કમળને કાજે, મને હાથ આપ્યાં મહારાજે;
જોગવાઇ જગદીશે મેળી, મારી કમળ જેવી હાથેળી. ૪૨૦
શરીર સઘળું ક્યાં સંતાડું, પાણ પંકજ એને દેખાડું;
પોતાના વસ્ત્ર દાસોને પેહરાવી, બેઠી ચેહેબચામાં આવી.
માથે મુક્યું પદ્માચનું પાન, વિકાશિ હાથેળિ કમળ સમાન;

ગંધે મુક્યું જાંબુનું ફળ, જાણે ભમર લેછે પરિમળ.
પોતે નાસિકાયે ગણગણતી, ભામા ભમરની પેરે ભણતી;
હંસે હરિવદનીને જાણી, નહિ પંકજ પ્રેમદાનો પાણી.
જઇ બેસું થઇ અજ્ઞાન, પરણાવશે નળરાજાન;
આનંદ આણિ અંબુજ ભણિ ચાલ્યો, બેસતામાં અબળાયે ઝાલ્યો.
દમયંતિ કહે ઉડિ કાં ન નાઠો, અલ્યા ગારૂડો થઈ શું ગાંઠો;
મને દાડાવિ કીધી દુઃખી, મુઆ તેં મને નહિ ઓળખી.
તોય અવગુણ નહીં વિચારૂં, બાપના સમ જો નહિ મારૂં;
હંસ કહે શું જાણોછો ફૂલી, નથિ બેઠો હું ભરમે ભૂલી.
મુંમાં પરાક્રમ છે અતિ ઘણું, ચંચ પ્રહારે હાથેળી હણું;
દમયંતિ કહે હંસ ભાઇ, તારે મારે થઇ મિત્રાઇ.
અન્યો અન્યે બોલ ત્યાં દીધો, હાથથી મુકી ખોળે લીધો;
તમે વખાણ કીધું સબળ, તે એવા કોણછે નળ.
તેનાં કોણ દેશ માત તાત, તેની કહો વિસ્તારિને વાત;
હંસ બોલ્યો મુખે હસી, કન્યા ઘેલી દિસેછે કશી.
નળના ગુણ બ્રહ્મસભામાં ભણાય, નળ વિષ્ણુ આગળ વખાણાય;
એ એવા મોટા ચતુર સુજાણ, તે હું નળનું કરૂંછું વખાણ.
નળ દીઠો નહીં તે રાઝ, સાંભળ્યો નહિ તે વખડાજ;
નવ જોયા તેનાં નેન કેવાં, મોરપીછ ચાંદલા જેવાં.
એટલામાં તો ચિત હરિ લીધું, મન મહિલાનું વિહ્વળ કીધું;
બેહુ કરજોડી દમયંતી, હંસને પાયે નમયંતી.

હું તો પૂછું છું પ્રીતીપ્રિતી, નળનિ કથા કહો અથ ઈતી; ૪૪૫
છે બાળ વૃદ્ધ જોબન દામ, એ પ્રકારે ધર્યું નળ નામ.
તમે આવડો જીભે વરણ્યો, તે છે કુંવારો કે પરણ્યો;
એવાં વચન તેનાં સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી.
નળ છે કુંવારો નથિ કન્યા, મોટા બ્રહ્માનો છે અન્યા;
અમો કોટિક નારી નરખ્યા, નથિ નળને પરણવા સરખ્યાં. ૪૫૦
એકવાર બ્રહ્માયે શું કરિયું, સકળ તેજનું પાત્ર જ ભરિયું;
તે તેજનો ઘડ્યો નળરાય, રજ વાંચિ પાત્રને માંય.
તેહની એક થપોલિ હતી, તેનો આકાશે કીધો રવી;
સાંજે વહાંણે નળ નીસરે, તેજવંત તે વનમાં ફરે.
સૂર્ય બિહિતો જાંગી કાઢે કોર, સાંજે વહાંણે રહે પહોર; ૪૫૫
ઘરમાં અદૃષ્ટ થાય રાજાન, ત્યારે નિત્યે તપે મધ્યાન.

વલણ.

મધ્યાને નળ જાય ઘરમાં, માટે સુરજ તપે ઘણું;
હંસ કહે હો દમયંતી શું, વખાણ કરું તે નળતણું.

## કડવું ૧૨ મું. રાગ જેતશ્રીની દેશી.

હંસ ભણે હો ભામની, બ્રહ્માંડ જગ જોયાં સહી;
પણ નળનિ જોડે બીજું, એવો મહિતળમાં કોઇ નહી. ૪૬૦
જુગમ રવિસુત રૂપ આગળ, જાય નાંખી વાર;
ગંભીરતાયે વરણવું પણ, અરણવમાં આગાર; તુલના કો નહીં.
શીતળતાયે શશી હાર્યો, મૂકિ કળા પામ્યો કષ્ટ;
તેજપણે આદિત્ય હાર્યો, ફરે છે મેરૂને દૃષ્ટ; તુલના કો નહીં.

ઇશ્વર-સુતથી ઇંદ્ર હાર્યો, કરે ઉપાય તે લાખ; ૪૬૫
નળ આગળ મહિમા ગયો, માટે મહાદેવ ચોળે રાખ;
તુલના કો નહીં.

નૈષધરાયના રૂપ આગળ, દેવને થઇ ચિંતાય;
રખે આપણી સ્ત્રિયો વરે નળને, સર્વે માંડી રક્ષાય;
તુલના કો નહીં.

લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લેઈ પાણિમાં પેઠા, બેઠા શેષને વાંસે. તુલના
કો નહીં. ૪૭૦

હીમસુતાને હર લેઈ નાઠા, ગયા ગુફા માંય;
સહસ્ત્ર આંખ ઇંદ્રે કરી, કરવા નારીની રક્ષાય; તુલના
કો નહીં.

સિદ્ધિ બુદ્ધિને ધીરે નહીં, રાખે ગણપતિ અહોનિશ પાસ;
ઋષિપત્નીને ઋષિ લેઇ નાઠા, જઈ રહ્યા વનવાસ; તુલના કો
નહીં.

પાતાળમાં લેઇ પદમનીને, વશિયા વરુણ તે ભૂપ; ૪૭૫
સ્વાહાને સાચવવા વન્હિયે, ધર્યાં અડતાળિશ રૂપ; તુલના
કો નહીં.

ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારિ;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારિ; તુલના
કો નહીં.

હંસ ભણે હો ભામની, એમ સહુએ શામા સંતાડી.
નળના વપુના વાનથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી; તુલના
કો નહીં. ૪૮૦

પૂરૂષને અદેખાઇનું બળવું, નારીને દહે કામ.
અનળ પ્રગટ્યો અર્થને, માટે નળ ધરાવ્યું નામ; તુજના કો નહીં.

જપ તપ તીરથી જેણિયે કર્યાં હશે, સેવ્યો હિમ પર્વત;
તે નારી નળને પરણશે, કાશિયે મુકાવ્યું કરવત; તુજના કો નહીં.

બ્રહ્માજીની સૃષ્ટિમાંહે, ન મળે જાચક રૂપ;
નળને રૂપે દરીદ્ર કેર્યાં, ભિક્ષુક કીધા ભૂપ. તુજના કો નહીં.
ત્યારે દીન થઇ દમયંતિ બોલિ, નિર્મળ નળ ભૂપાળ;
જયમત્યમ કરતાં મારૂં ભાઇ, મેળવો વેવીશાળ; તુજના કો નહીં.

હંસ કહે એ ફોગટ ફાંફાં, વાગણો ઇચ્છે આંબા-ફળ;
તેમજ તુજને ઇછા થઇ, ભરથાર પામવા નળ; તુજના કો નહીં.

હજાર હંસ ફરે મુજ સરખા, નળરાજાના દૂત;
એપ કરી પરણાવિયે, અંતે તૂજ સરીખું ભૂત; તુજના કો નહીં.
વચન શુણી વિહંગમનાં, અબળાયે મુક્યો અહંકાર;
ભુંડા એમ શું મુજને નિંદે છે, આપણે મિત્રાચાર; તુજના કો નહીં.
સ્નેહ છે સતકૃત્યનો, એમ વેદ વદે છે ન્યાય;
એવું જાણી પરણાવ નળને, લાગું તારે પાય; તુજના કો નહીં.

વળણ.

પાય લાગું ને નળ માગું, હું આવી તારે શરણ;
નહિતો પ્રાણ મારા જશે, પંડ પડશે ધરણ રે.

## કડવું ૧૩ મું. રાગ વેરાડી.

હંસ ભણે હો ભગની મારી, ભીમકરાજ કુમારી;
નિશ્ચે નળ તુજને પરણાવું, મને દયા આવેછે તારી;
હંસ ભણે. ૫૦૦
અમો માગ્યાને પ્રાણ આપિયે, પૂરિયે મનની આશ;
તારો મોહ લગાડું નળને, નાંખિ ફાંસાનીચા પાશ.
હંસ ભણે.
એક જડીબુટિ સુંઘાડું નળને, તતક્ષણ થાશે ઘેલો;
આપૂરો આવી રહેશે ઉભો, વેલો સરવથી પેહેલો; હંસ ભણે.
નળને તું નિરધાર પરણજે, એ મારો સંકેત; ૫૦૫
રખે તું ત્યાર પેહેલી પરણે, ત્યારે હું થાઉ ફજેત; હંસ ભણે.
આવશે નળનાં રૂપ ધરીને, છે દેવ મોટા ધાતી;
વણ તપાસે રખે વરતી, ડાહી થઇને વહાતી; હંસ ભણે.
નળ અમરમાં વેરો શો છે, ઓળખાવું તે વેષ;
દેવ રેહેશે અંતરિક્ષ ઉભા, નમળે મેષોનમેષ; હંસ ભણે. ૫૧૦
સ્વયંવર તું પેર રચાવે, વળિ કરજે એક વાનું;
તારો તાત તે નોતરું મોકલશે, તું પત્ર લખજે છાનું;
હંસ ભણે.
હંસરાયનાં વચન સુણીને, વામા કરેરે વિદાય;
જાઓ કહેતાં મારી જીભ કપાયે, ગયા વિના કામ નથાય;
હંસ ભણે.
હોરે વિહંગમ હોરે વિહંગમ, મારો વિરહનો વન્હિ સમાવો;
૫૧૫
વિરસેન સુતને વીવા અરથે, વીરા વેગા લાવો; હોરે
વિહંગમ.

તારા ચોણી નળને વિજોગે, એ બે દુઃએ હું દુખાળી;
અન્ન ન ભાવે નીદ્રા નઆવે, મેળાપ તમારા ટાળી; હોરે
વિહંગમ.

વિશ્વાસ આપિને વાત વિવાની, રએ જાતા વિસરી;
સ્વયંવરમાં નળ નહિ આવે તો, પ્રાણ જાશે નીસરી; હોરે
વિહંગમ. ૫૨૦

જો તમો નાથ આણિ નહિ આપો, તો કોણ આશ્રશે વળતુ;
મોટું પુન્ય છે મનુષ્ય રાખ્યાનું, અનંગ અગ્નિથિ બળતું;
હોરે વિહંગમ.

મારાં માત પિતા ને ભાઈ, તેને લાજું કહેતી;
કેમ કહેવાય પરણાવો નળને, મને કહે સહુ અપેતી; હોરે
વિહંગમ.

ગુહ્ય વાત તે મિત્રને કહિયે, વાઝાંની હોય ચોરી; ૫૨૫

ત્રણ રોગે આ વપુનિ વેદના, તું હંસ જાણે મારી; હોરે
વિહંગમ.

તારી આશા સુતરને તાતણે, પ્રાણ રહેશે વળગી;
બીવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી;
હોરે વિહંગમ.

વિશ્વાસઘાતનું પાતક મોટું, તમો ડાહ્યાને શું કહિયે;
વૃદ્ધનિ વાત કરીને જાઓછો, નથિ કરી નાને છૈયે; હોરે
વિહંગમ. ૫૩૦

હંસ ભણે હો ભગની મારી, નિશ્ચે રહેજે વિશ્વાસે;
એવું કહીને ખગ ગયો, ઊડીને આકાશે; હોરે વિહંગમ.

આવી ઉભો નળની પાસે, પૂછે વાત જે વીતી;
સમાચાર કહ્યા હંસે ત્યાં, નળને તે અથ ઇતી; હો રે વિહંગમ.
પંખી કહે હો પુણ્યશ્લોકજી, બીજી વાત શી કરૂં; ૫૩૫
દશ પાંચ દિવસમાં આવ્યું જાણજે, પરણવાનું નોતરૂં;
હો રે વિહંગમ.

વળણ.

નોતરૂં આવશે સ્વયંવરનું, હંસે વાત ભ્રાતને કહી;
વેવિશાળ મળ્યું દૂત ફળ્યું, તેમાં કાંઇ સંદેહ નહીં રે.

### કડવું ૧૪ મું. રાગ મલ્લારની દેશી.

બન્ને મિત્ર મળીને બેઠા, પૂછે નળ ભૂપાળજી;
વીર વિહંગમ કહોને વારતા, ક્યમ થયું વેવિશાળજી. ૫૪૦
નામ ઠામ ને ભૂપ રૂપ ગુણ, ગોત્રને આચરણજી;
સર્વાંગે સંપૂરણ શામા, આન્યું અંતસકરણજી.
કેમ ગયો કેમ દૂત થયો તે, વાત કહો મને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજ સાથે, લજ્જા મનની છાંડીજી.
પંખિ કહે સાંભળિયે સ્વામી, કન્યા વરણ વિવેકજી; ૫૪૫
શેષ છેક પામે નહિ સ્તવતાં, શું કરૂં જીહ્વા એકજી.
કુંદનપુર તે કુંદન જેવું, જોતાં મોહ ઉપજાવેજી;
શું વૈકુંઠ આણ્યું પૃથ્વીમાં, અમરાપુરિને લજાવેજી.
ચારે વરણ ધરમને પાળે, ઇચ્છે હરિયે કાંઈ કરતેજી;
સુખ નિવૃત્તિ નિર્ભે પ્રજાને, આણ ભિમકની વરતેજી. ૫૫૦
આનંદ ઉછવ વાજિત્ર વાજે, ઘેર ઘેર હરિની સેવાજી;
વાસ વિઠ્ઠલ વિરંચી ઇચ્છે, વાસવ સુખને લેવાજી.

વિદ્યા મુકાવી નીશાચરની, તે શિખ્યા નિશાચર કામજી;
જુગ્મ કપાટ વિજોગી પુરમાં, જુઆં રહે આટ જામજી.
કર્મ ત્યાગ પારધિયે કીધો, મુમુક્ષાએ ગ્રહી લાજજી.
ઉચાટ એક અધર્મિને ત્યાં, સકંપ ધ્રુજે દેવજાજી.
ભવન બારે ભૂપ ભિમકનાં, તે ત્રણભુવન વ્યતિરેકજી;
ઘરની વાડી પરમ મનોહર,મધ્યે આવાસ છે એકજી.
સા સૌમ્ય તે વ્યોમ પ્રમાણે, ફરતી બારી જાળીજી;
દશ સહસ્ર નારી આયુધ ધારી, કરે કન્યાની રખવાળીજી.
ચંદન ચંપક ચારોળીને, વટ વાળો વેલડીજી;
ફનસ ફોફળ ને વળી શ્રીફળ, સાખ આંબા શેલડીજી.
બીલી કોડી દ્રાખ દાડમડી, નારંગી ને નેત્રજી;
અખોડ ખજૂર ને લવિંગ-લતા છે, ખારેકોના ખેત્રજી.
શીતળ જળ કમળ કેતકી, કુસુમ પૂરણ કુંજજી;
ગળિયાગર મોગરા માલતી, ત્યાં ભમર કરે છે ગુંજજી.
વેલા વાલોળ પરવળના વળિ, શીતળ વાય સમીરજી;
રેખિયે પંખી વાણી બોલે, ડોલે ગેરગંભીરજી.
સાગ સીસમ સરગુવા સાદડી, તાળ ને તમાલજી;
કણેર બાબચી બદામ બદરી, જાવંત્રી જાયનાળજી.
વાડ વાટિકા વંક વળામણ, બોરસડી બીજોરીજી;
વેલડી સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરીજી.
તે વનમાંહે હું ગયો ને, હવો હરખ પૂરણજી;
વૃક્ષ જૂથમાં પેઠો જઇને, ગુપત રહીને વરણજી.
દાસી સર્વ થઇ નીદ્રાવશ, ઇંદુ આવ્યો માથેજી;

દમયંતિયે દ્યુત આરંભ્યું, સખી માધવી સાથેજી.
તે સમે મેં તમને વરણ્યા, શામાયે ધરિયો અવાણુજી;
ઉઠી બાળા અટારિયે આવી, જોવી નેત્રની ક્ષણુજી.
પાસે દાસી બાન્ધો રાખી, ચતુરાં ચોદશ ભાળેજી;
આ વનમાં કોઈ જન આવ્યો છે, બોલી કરે આ કાળેજી;
૫૮૦

વલણ.

આ કાળે બોલી કોણ કરેછે, જુએ વનમાં ફરીફરી;
હંસ કહે હું હવો વિસ્મય, શું વખાણું એ સુંદરી રે.

કડવું ૧૫ મું. રાગ ધનાશ્રી.

ભૂપ મેં દીઠી ગર્વ-ઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળી સ્થંભ જુગલ સાહેલડી, વચે વૈદર્ભિ કનકની વેલડી.

ઢાળ.

વેલ જાણે હેમની, અવેત્ર-ફૂલે ફૂલી; ૫૮૫
ચકિત ચિત થયું માહરું, ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામાં રહ્યાં શોભે, વ્યોગ સૌમ્ય ને સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ સૌમ્ય.
ઉભે અમિનિધિ કીરણ પ્રગટયાં, કળા થઈ પ્રકાશ,
જ્યોતે જ્યોતથી સ્થંભ પ્રગટયો, શું એથી રહ્યો આકાશ.
૫૯૦

કામનીનો પરિમળ બહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, અડયો ચંદન વૃક્ષ
કુરંગ મીનની ચપળતા, શું ખંજન જાળે પડિયાં;

નેત્ર અગ્નિ અગ્રે શ્રવણ વિંધ્યા, સોય થઈ નીગડિયાં.
શકે નેત્રખેત્ર છે મોહનુ, ડોડાળાં અંબુજ;
ભ્રુવ શરાસન દૃષ્ટિશર, હાવ ભાવ બે ભુજ.
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઇંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનક રેખા, ઉભા જાણે કસોટી.
કીર-આનન પર શ્રીખંડ શોભે, કોયલ બોલે આગુછતી;
વન લતા પર પંખી બેઠો, નવ રહેવાયું મારી વતી.
અધર રસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરૂં આસ;
ઉદર સર આભરણ અંબુજ, જઈને પૂરૂં વાસ.
નાભી નીકટ મેખળા, રહે ગમન સાથ અમારો;
રોમાવળિ કુમ કુચ ટોડા, ઉરમંડળ શું ઉંબારો.
અંગ રંગ તરંગ યોવન, જોતાં તૃપ્ત ન થઈએ;
ક્ષુધા તૃષા પીડે નહીં, રૂપ-સુધામાં રહિયે.
કુચ-ભૂષણ કદળીફળપરે, શબ્દ તેનો ઉઠે;
નખોલે પંચો પણ પ્રહાર થાતે, લાગ્યો યોવન પુંઠે.
સ્કંધ વદન તે કદળી સરખા, ખટ તો યજતો એ માખે;
સુધ્ય બુધ્ય નવ રહી મારી, હું બોલિ ઉઠયો અભિલાખે.
વદી વાણી વ્યોમચરની, પડયો મુરછા ખાઇ;
[illegible] રૂપ દેખી સખિ સાથે, મુજને અહવા જાઇ.
મોહ-વારૂણી પી પડયો, કન્યાએ અહો આની;
મુજ અંબુજ મેં પાણું મિચ્યાં, તોયે મન નવ ભાગી.
નાત ગામ ને નામ પૂછશું, સ્વામી તારો કૂણ;